* પ્રકાશન નં. ૨૦૯ *

# વેપારનાં નાજાઇઝ પ્રકાર

—હકીમ મહમૂદ અહમદ ઝફ્ર (સિયાલકોટ)

: અનુવાદ :

હસન ભડકોદ્રવી

પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ-મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ-૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (Guj.) INDIA

# વેપારનાં નાજાઇઝ પ્રકાર

ઈસ્લામી શરીઅતમાં રોઝી–રોજગારની પ્રાપ્તિ કે કમાણી પણ એક ખુદાવંદી ફરીઝહ છે, જેના વિષે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

"હલાલ માલને તલાશ અને તલબ કરવો બીજા ફરાઈઝની અદાયગી પછી ફર્ઝ છે." (તબરાની, બયહક્રી)

અન્ય એક હદીસમાં સરવરે કાયનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

"જે કોઈ માણસે હલાલ માલ કમાઈને ખૂદ પોતાના ખાવા અને પહેરવામાં ખર્ચ કર્યો અથવા પોતાના સિવાય અલ્લાહ તઆલાની મખ્લૂકમાંથી કોઈ બીજાને ખવડાવ્યું કે પહેરાવ્યું તો આ પણ તેના માટે સદકહ લેખાશે."
(ઈબ્ને હિબ્બાન)

આજીવિકા રળવાનો એક તરીકો વેપાર અને કારોબાર છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વેપારીની ઘણી તારીફ ફરમાવી છે :

"સાચો અને અમાનતદાર વેપારી કિયામતના દિવસે નબીઓ, સિદ્દીકો અને શહીદોની સાથે હશે." (તિરમિઝી)

અન્ય એક રિવાયતમાં આ શબ્દો આવેલાં છે :

"સાચું બોલનાર વેપારી કિયામતના દિવસે અર્શે ઈલાહીના છાંયડા તળે રહેશે." (તરગીબ)

બુખારી અને મુસ્લિમમાં હઝરત હકીમ ઈબ્ને હિઝામથી નકલ થયું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : ખરીદ અને વેચાણ કરનારને ત્યાં સુધી સોદો ફોક કરવાનો અધિકાર રહે છે, જ્યાં સુધી તેઓ પોતાની જગ્યાએથી હટી ન જાય. જો ખરીદ અને વેચાણ કરનાર સાચું બોલે તથા માલ અને કિંમતની ખામી તેમ જ ખરા–ખોટાને વર્ણવી દે તો સોદામાં બરકત થશે. જો ઐબ કે ખામીને છુપાવી રાખે અને જૂઠાં ગુણો વર્ણવે તો કદાચ થોડોક લાભ મેળવી લે, પરંતુ આમ કરીને તેઓ સોદાની બરકતને ખતમ કરી દે છે."

બીજી એક હદીસમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઇરશાદ ફરમાવ્યો :

"જેણે જમીન કે મકાન વેચ્યું અને એની કિંમતને એના જેવી જ બીજી કોઈ ચીજમાં ન લગાડી તો એના માટે બરકત નથી."

આ અહાદીસ ઉપરાંત બીજી પણ ઘણી અહાદીસમાં વેપારની ઘણી ફઝીલત બયાન થયેલી છે, પરંતુ વેપાર અને

કારોબારનાં કેટલાંક એવા પ્રકાર અને સ્વરૂપ છે, જેમને ઈસ્લામે નાજાઇઝ ઠરાવ્યો છે અને જેમનો સમાવેશ ફાસિદ-રદ્દપાત્ર સોદાઓમાં કરવામાં આવ્યો છે.

વેપાર અને કારોબારની આ મમનૂઅ (નિષિદ્ધ) અને નાજાઇઝ સૂરતોનું જો ઝીણવટભર્યું નિરીક્ષણ કરવામાં 'આવે તો સ્પષ્ટ થઇ જશે કે એમાં ક્યાંક ને ક્યાંક એવી ખરાબી અવશ્ય હોય છે અથવા એવા બગાડનો અવશ્ય સંભવ હોય છે, જેનાથી લોકોના માલને નાજાઇઝ રીતે હડપ કરી જવાની શક્લ-સૂરત ઉદ્‌ભવવાનો ખતરો હોય અથવા ધોકાબાઝીનો ભય હોય અથવા મુસલમાનોના પારસ્પરિક સંબંધોમાં બગાડ ઉત્પન્ન થવાની શક્યતા હોય. ઈસ્લામ આ પૈકી કોઈ એકાદી સૂરત-શકલની પણ છૂટછાટ આપી શકતો નથી.

આ પ્રકારની વ્યાપારિક બાબાતોનું વર્ણન નીચે કર-વામાં આવે છે, જેમને ઇસ્લામ નાજાઇઝ અને રદ્દબાતલ ઠરાવે છે.

[૧]

કોઈ માણસ માલ ખરીદે છે અને માલ પર કબજો કરવા પહેલાં જ તેને બીજાના હાથે વેચી દે છે તો એનું આ કૃત્ય નાજાઈઝ લેખાશે, કારણ કે આ સૂરતમાં જો ખરીદારે બીજા ખરીદારથી વધુ નફો મેળવ્યો તો આ પરિ-સ્થિતિની જાણ મૂળ માલિકને થઇ જશે અને તેને પોતાને થયેલા નુકસાનનો એહસાસ થશે અને સંબંધોમાં અકારણ બગાડ ઉત્પન્ન થશે.

આથી ઊલટું જો પહેલો ખરીદાર તે માલને પોતાના કબજે કર્યા પછી તેના વેચાણની વ્યવસ્થા કરે તો આ ખરાબીથી બચી જાય છે. આ જ કારણે આવા ખરીદ-વેચાણને ઇસ્લામે હરામ ઠરાવેલ છે. આજકાલની મૂંડીવાડી વ્યવસ્થામાં મોટા-ભાગનો કારોબાર આ જ આધારે ચાલે છે, પરંતુ ઈસ્લામ ઈન્સાની ભાવનાઓના સન્માનનો આદર કરી આવા સોદાની છૂટ આપતો નથી. આ જ સિલસિલામાં હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સ્પષ્ટ હુકમ મવજૂદ છે. આપે ફરમાવ્યું :

"કોઇ ચીજ ખરીદો તો તેને ત્યાં સુધી બીજાના હાથે વેચો નહિ, જ્યાં સુધી કે તેના પર તમારો કબજો ન થઈ જાય." (અહમદ–તબરાની)

અન્ય એક હદીસમાં આ વાતને જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ શબ્દોમાં ફરમાવી :

"જેણે અનાજ ખરીદયું તો એને કબજો કરવા પહેલાં વેચે નહિ. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે મારા મતે આ હુકમ બધી જ ચીજોને લાગુ પડે છે." (બુખારી)

[૨]

કોઈ માણસે દૃષ્ટાંતરૂપે પાંચ રૂપિયે મણના હિસાબે કોઈ ચીજ વડે કોઇ પદાર્થ ખરીદયો. હવે બીજો દુકાનદાર આવીને કહે છે કે હું આ જ માલ ચાર રૂપિયે મણ પણ વેચવા માટે તૈયાર છું. ઈસ્લામે આ પ્રકારના ખરીદ–વેચાણની પણ મનાઇ ફરમાવી છે, કારણ કે એનાથી બે

માણસોને બદલે ત્રણ માણસોના સંબંધોમાં ભારે બગાડ જન્મવાનો ભય છે.

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઇરશાદ ફરમાવ્યો :

"તમારામાંથી કોઈ, બીજાના સોદા પર સોદો ન કરે."
(મુસ્લિમ–બુખારી)

[૩]

ગ્રાહકને ધોકો આપવાના હેતુસર અને તેની પાસેથી ચીજવસ્તુનો વધુ ભાવ વસૂલ કરવાની નિય્યતે અને ગ્રાહકની સરખામણીમાં દુકાનદારને ફાયદો પહોંચાડવાના આશયે કોઇ માણસ પોતાને કાલ્પનિક ગ્રાહક તરીકે રજૂ કરે છે અને માલની વધુ કિંમત લગાવી દે છે તો ઈસ્લામે આ પ્રકારના ધોકાના કારોબારની પણ સખતાઈપૂર્વક મનાઈ ફરમાવી છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે :

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે 'નજશ'ના કારોબારની મનાઇ ફરમાવી છે. ફરમાવ્યું કે 'નજશ' કદાપિ ન કરો."
(બુખારી–મુસ્લિમ)

એટલે કે કોઇ ચીજવસ્તુના ભાવ એવા હેતુસર ન વધારો કે ગ્રાહક મોંઘા ભાવે તે ચીજ ખરીદે. યાદ રહે કે આ પ્રકારની વ્યાપારિક યુક્તિઓને આરબોની વ્યાપારિક પરિભાષામાં "નજશ" કહેવામાં આવે છે.

[૪]

હરામ અને નાપાક ચીજવસ્તુઓના વેપારને પણ ઇસ્લામે સદંતર નાજાઈઝ અને હરામ ઠરાવ્યો છે. જેમ કે, શરાબનો કારોબાર, સૂવરોનું ખરીદ-વેચાણ, મુરદાર જાનવરોની લે-વેચ, પકવતાં પહેલાં મુરદાર જાનવરોનાં ચામડાંનો વેપાર, આર્ટની પ્રતિમાઓ અને તસવીરોનો વેપલો, શરાબ બનાવનારના હાથે દ્રાક્ષનું વેચાણ અને આ જ પ્રકારની શરીઅતે હરામ ઠરાવેલી વસ્તુઓનો કારોબાર સદંતર હરામ છે. આવા માલને ફુકહાએ કિરામની પરિભાષામાં "માલે ગેર મુતકવ્વમ" કહેવામાં આવે છે. એટલે કે એવો માલ જેનું મૂલ્ય એક ફૂટી કોડી જેટલું ય નથી અને જેની કશી જ કદર-કિંમત નથી. આ સંદર્ભમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નીચે ટાંકેલી અહાદીસ આપણને માર્ગદર્શન પૂરું પાડે છે :

"બેશક, અલ્લાહ તઆલાએ શરાબ, મુરદાર, સૂવર અને મૂર્તિઓના ખરીદ-વેચાણને હરામ ફરમાવ્યું છે."
(બુખારી-મુસ્લિમ)

એક ઠેકાણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તસવીર પાડનારાઓ પર લા'નત મોકલી છે. ફરમાવ્યું :

"તસવીર ખેંચનારાઓ અને પૂતળાં બનાવનારાઓ પર અલ્લાહ તઆલાની લા'નત કે ફિટકાર થાય."
(બુખારી-મુસ્લિમ)

આપે આ પણ ફરમાવ્યું :

"જેણે અંગૂર કે દ્રાક્ષ એ આશયે ન વેચી કે તેને શરાબ બનાવનાર યહૂદી કે ઇસાઇને મોંઘા ભાવે વેચશે તો જહન્નમની આગથી તેની દૃષ્ટિ દાઝી જશે."

(બુખારી–મુસ્લિમ)

આજે એવા ઘણા મુસલમાન છે, જેમનો કારોબાર આ જ પ્રકારની શરીઅતે હરામ ઠરાવેલી વસ્તુઓના આધારે ચાલી રહ્યો છે. શરાબઘરો, નૃત્યગૃહો, કલબો, આર્ટ અને વિદ્યાકળાના નામે પ્રતિમાઓ બનાવવાની તથા તસવીર પાડવાની સ્ટુડિયોઝ–જેમનો વેપાર મુસલમાનો કોઇ પ્રકારના સંકોચ વિના કરી રહ્યા છે અને ઇસ્લામના નિષ્કલંક માથે કલંકની ટીલ્લી લગાડી રહ્યા છે :

અગર હકીકતે ઇસ્લામ દર જહાં ઇં અસ્ત,
હઝાર ખંદહ કુફ્રસ્ત બર મુસલમાની.

[અર્થ : જો વિશ્વમાં ઇસ્લામની હકીકત આનું જ નામ છે તો આવી મુસલમાની પર કુફ્ર હજાર વખત સ્મિત વેરી રહ્યું છે, હંસી રહ્યુ છે.]

[૫]

ઈસ્લામે એવા વેપાર અને કારોબારની પણ મનાઈ કરી છે, જેમાં નિશ્ચિત કે યકીની પરિસ્થિતિ સ્પષ્ટ જણાતી ન હોય. દૃષ્ટાંતરૂપે કોઇ માણસ પાણીમાં માછલીઓને વેચી

હે છે તો આ સોદો જાઈઝ લેખાશે નહિ અથવા પશુના આંચળમાં જે દૂધ છે તેને વેચે છે તો આ સોદો પણ જાઇઝ લેખાશે નહિ અથવા બકરી કે ઘેટાની પીઠ પર જેટલું ઉન અને રેશમ છે એનો ઉસાઉભ સોદો કરવો યા બચ્ચું હજી જાનવરના પેટમાં છે અને પહેલેથી જ એને વેચી દેવું અથવા ફળ હજી પાકયું નથી અને એનો સોદો કરી દેવો-આ બધી જ સૂરતો ઈસ્લામમમાં નાજાઇઝ છે.

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સ્પષ્ટ આદેશો આ સિલસિલામાં મવજૂદ છે. ફરમાવ્યું :

"પાણીમાં જે માછલી છે તેને ખરીદશો નહિ, કારણ કે એમાં ધોકાનો સંભવ છે." (મુસ્નદે અહમદ)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કારોબારની નીચે વર્ણવેલી સૂરતોની પણ મનાઇ ફરમાવી છે :

"હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ વાતની મનાઇ ફરમાવી છે કે ખજૂરને એવી હાલતમાં વેચવામાં આવે કે હજી તે ખાવાને લાયક બન્યું ન હોય અથવા ઊનને જાનવરની પીઠ પર જ વેચી દેવામાં આવે અથવા દૂધને જાનવરનાં આંચળમાં જ વેચી દેવામાં આવે અથવા માખણને દૂધમાંથી નીકળતાં પહેલાં જ વેચી દેવામાં આવે." (બયહકી–દાર કુત્ની)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે :

"રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ગર્ભવતીના ગર્ભને વેચવાની પણ મનાઈ ફરમાવી છે." (બુખારી–મુસ્લિમ)

હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખાસ ખાદિમ હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) ફરમાવે છે :

"હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફળોનું વેચાણ કરવાની પણ મનાઇ ફરમાવી છે, જ્યાં સુધી કે તે પાકી ન જાય. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે જો અલ્લાહ તઆલાએ ફળોને રોકી લીધા તો પછી તમે શું કરશો ? અને પોતાના ભાઇના માલને પોતાના માટે કેવી રીતે હલાલ કરશો ?" (બુખારી–મુસ્લિમ)

[૬]

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે રસૂ–લુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે "મુલામસહ" અને "મુનાબઝહ"ની મનાઈ ફરમાવી છે. મુલામસહની વ્યાખ્યા આ છે કે એક માણસે બીજાના કપડાનો સ્પર્શ કરીને દિવસે યા રાતે કોઇ સોદો કર્યો અને તેને ખૂબ ઊલટ–પલટ કરીને જોયું નહિ. મુનાબઝહની વ્યાખ્યા આ છે કે એક માણસે બીજાની તરફ કપડું ફેંક્યું અને બીજાએ પણ એવું જ કર્યું અને તેને ઉઠાવીને જોયું નહિ. (બુખારી–મુસ્લિમ)

[૭]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એવા સોદાની પણ મનાઈ ફરમાવી છે, જેમાં એક સોદામાં બીજો સોદો હોય. અર્થાત્ એક મામલાની સાથે બીજા સોદાના મામલાની મનાઈ ફરમાવી.

દૃષ્ટાંતરૂપે ઉમર એક ઘોડો ઝૈદને આ શરતે વેચે કે તે

પોતાની ભેંસ પચાસ રૂપિયાના બદલે તેને (ઉમરને) આપી દે અથવા ઘોડો દસ રૂપિયે રોકડે અને વીસ રૂપિયે ઉધારે વેચી દે અથવા ખરીદેલી ચીજ વિષે સંદિગ્ધતા હોય અને સ્પષ્ટ રીતે બતાવાયું ન હોય કે બે ચીજોમાંથી કઈ ચીજ ખરીદનારને જોઈએ છે, પરંતુ કિંમત જાહેર કરી દેવાઇ હોય.

આવી સંદિગ્ધતાથી પરસ્પર ઝઘડો થવાની શકયતા રહે છે, એ કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એની મનાઇ ફરમાવી છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એવા સોદાની મનાઇ ફરમાવી છે, જેમાં બે સોદાઓનો સમાવેશ થતો હોય." (માલિક–તિરમિઝી)

[૯]

કારોબાર અને ખરીદ–વેચાણનો એક પ્રકાર "ઈરબાન" છે. એનો મતલબ આ છે કે ખરીદનાર વેચનારને બાના પેટે એક મામૂલી રકમ આપી દે અને કહે કે જો મારી અને તમારી વચ્ચે સોદો પતી ગયો તો બાનાની રકમ મુદ્દલ રકમમાંથી બાદ થઈ જશે અને જો સોદો ફોક થયો તો આ રકમ તારી પાસે રહેશે, હું એને પાછી નહિ લઉં. જેમ કે, હઝરત અમ્ર ઇબ્ને શુઐબ (રદિ.) ફરમાવે છે :

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરબાનના સોદાની મનાઇ ફરમાવી છે." (માલિક–અબૂ દાઉદ)

[૯]

માલ પોતાની પાસે ન હોય તો અગાઉથી જ એનું વેચાણ કરવું પણ શરઈ રીતે નાજાઇઝ છે. જેમ કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"જે ચીજ તારી પાસે નથી, તેનું વેચાણ કરીશ નહિ."

હઝરત હકીમ ઈબ્ને હિઝામ (રહિ.) ફરમાવે છે :

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને એવી ચીજ વેચવાની મનાઇ ફરમાવી, જે મારી પાસે નથી."*

[૧૦]

ઈસ્લામે "બૈએ મુઝતર" (વિવશનો સોદો)ની મનાઈ ફરમાવી છે. "બૈએ મુઝતર"થી મુરાદ આ છે કે બળજબરીથી કોઈ ચીઝ ખરીદવામાં આવે અથવા કોઈ માણસ વિવશ કે લાચાર બની પોતાની ચીઝ સસ્તા ભાવે વેચી

---

*આજકાલના વેપારમાં FORWERD ફોરવર્ડ (આગમચ) સોદાઓ વેપારનો એક ભાગ બની ચૂકયાં છે, જેમના વિષે કદી કોઈ વેપારીએ પૂછયું જ નથી કે આ જાઇઝ પણ છે કે નહિ ? અસલમાં આપણી ઝિંદગીનો મકસદ માત્ર પૈસા કમાવાનો જ બની ગયો છે જેના લીધે હલાલ અને હરામ તથા જાઇઝ અને નાજાઈઝનો ભેદ સમાપ્ત થઇ ગયો છે.

નાખે. આવી પરિસ્થિતિમાં બેહતર આ છે કે એની મજ–બૂરીનો ફાયદો ઉઠાવી એની ચીઝને સસ્તી ખરીદવામાં ન આવે, બલ્કે બજારના ભાવે ખરીદી એને સહકાર આપે અથવા એમ જ એને સહાય કરી દે. હદીસ શરીફમાં છે :

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બૈએ મુઝતર (વિવશના સોદા)ની મનાઇ ફરમાવી છે."

["અલ હસન" (મે, ૧૯૯૪) લાહોર—પાકિસ્તાનમાંથી સાભાર.]

☆ સમાપ્ત ☆

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ
وَرَسُوْلِكَ وَصَلِّ عَلٰى جَمِيْعِ
الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَ
الْمُسْلِمِيْنَ وَالْمُسْلِمَاتِ ۔



વેપાર–ધંધામાં ખૈરો–બરકત માટે મજકૂર દુરૂદ શરીફ બની શકે તેટલા પ્રમાણમાં પઢતા રહેવું.



પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ–મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (Guj. INDIA)